અમે તેમને મળ્યા નથી, અત્યારે તેમના કંઇ સમાચાર ન મળે તો અમે નાસી શકવાના નથી[1] પરંતુ છેવટે નાસ પડતી જોઇ ૩૮મી પલટણના કમાન્ડ રિટલર સાહેબે બધાને નાસી જવાનું કહ્યું એટલે અંગ્રેજ સૈનિકો, સ્ત્રીઓ, બાળકો વગેરે જે બાકી રહ્યા હતા તે બધા જીવ પર આવી જુદી જુદી દિશામા નાસવા લાગ્યા

આ પ્રમાણે ડુંગર પર આવેલા પતાકાસ્થાનમાથી યુરોપિઅનો પોતપોતાના સ્વજનો સાથે જીવ મુઠીમા લઇ નાસી છૂટ્યા નાસતી વેળા તેઓની કમબખ્તીનો પાર રહ્યો નહિ તેઓ કેરી રીતે જંગલોમા છુપાયા હતા, ભાગીતૂટી ઇમારતોમા ભરાયા હતા, મુશ્કેલીથી ભરપૂર જળ અને સ્થળમાર્ગ ઓળગતા હતા, ખોરાકી અને પોશાકી વગર દિવસના પ્રચંડ તાપમા, રાતની પ્રચંડ ટંઢમા ચાલતા હતા, તેઓની કોમળ અંગવાળી મહિલાઓ પોતાના પતિથી વિખુટી પડી કેવી વિપત્તિમા આવી પડી હતી, અને કુમળા શરીરવાળા બચ્ચાઓ માતાપિતાથી છુટા પડી કેવુ દુખ ભોગવતા હતા, ઇત્યાદિ શોચનીય વાતોના વર્ણનો ઘણા અંગ્રેજોએ પોતાના કંપતા હાથે લખ્યા છે. ન્હાસેડુંઓ નાના પ્રકારની મુસ્કેલી ઓળગી કોઈ મિરત, કોઇ કર્નાલ અને કોઇ અંબાલા જઇ પહોચ્યા હતા કોઇ તો ચાલી ન શકવાથી અશક્ત બની રસ્તામાજ ગળતા હતા રસ્તાનુ કષ્ટ, ખોરાકીનો અભાવ અને ઉશ્કેરાએલા લોકોના હલ્લાથી કોઇ કોઇ મરણશરણ થયા હતા મૃત્યુએ તેઓની બધી યત્રણા ભુલાવી દીધી હતી

જ્યારે ઉન્મત્ત સિપાહીઓ અને શહેરના ઉશ્કેરાએલા લોકોના આક્રમણથી દિલ્હીમા ભયંકર બનાવો બનતા હતા, ભયંકર દ્વેષ,

---

૧ Martin, Indian Empire, Vol, II, P. 163.

વેર વાળવાની બળવાન વૃત્તિ અને અતિ દશેરંગી એ બધા લોકોએ ભોગ લોકોના તન તથા ધન હરી લેવાની પ્રેરણા કરની હતી, દયા, માયા અને કોમલતા નષ્ટ થવાથી તેઓના હૃદય પત્થર જેવા થઇ ગયા હતા, ત્યારે અનેક સ્થળે કેટલીક દયાળુ વ્યક્તિઓએ અનેક થાકયા પાકયા દુઃખથી પિડાતા, અને શોચનીય સ્થિતિમા આવી પડેલા યુરોપિયનોને મદદ આપી તેઓએ મન્દન કરી હોત તો એક પણ યુરોપિઅન બચત નહિ, અને આ રખડપટીની રૂવાડા ખડા કરે તેવી ભયંકર હકીકતો જન સમાજ સમક્ષ રજૂ કરી શકત નહિ જ્યારે અંગ્રેજો પલાયન સ્થાનમાથી ગભરાએલી સ્થિતિમા ગાડીઓમા બેસી જુદીજુદી દિશામા નાઠા, ત્યારે દેશી ગાડીવાનો તેમની ગાડીઓ હંકારી ગયા હતા અને તેઓને દૂરના સુરક્ષિત ઠેકાણે લઇ જઇ નાસવાની સગવડ કરી આપી હતી દિલ્હીના ઘણા માણસોએ પોતાની જિંદગી જોખમમા નાખી અંગ્રેજોને આશ્રય આપ્યો હતો. એક દરજીએ ઓછામા ઓછા પાચ યુરોપિઅનોને છુપાવી રાખ્યા હતા.[૧] આ પ્રમાણે બીજા ઘણા યુરોપિઅનો દિલ્હીના લોકોની મદદથી સુરક્ષિત સ્થળે છુપાઇ જવાતા રહ્યા હતા એ વખતે દિલ્હીની કોલેજમા રામચન્દ્ર નામનો એક દેશી ખ્રિસ્તી ગણિતશાસ્ત્રનો અધ્યાપક હતો તે વટલી ગયો હોવાથી સિપાઇઓના ગુસ્સાનુ પાત્ર બન્યો તેને બુધસિંહ નામનો એક વૃદ્ધ ચાકર હતો એ વૃદ્ધ ચાકરે આ વખતે મદદ ન કરી હોત તો રામચન્દ્ર કદી પોતાનો જીવ બચાવી શકત નહી. એ પ્રોફેસર સાહેબનો બચાવ કરવા માટે બુધસિંહને જે યુક્તિ કરવી પડી હતી, તે પરથી તેની

૧. Martin, Indian Empire. Vol. II P. 174. Comp. Ball Indian Mutiny Vol I P. 105.

અસાધારણ વફાદારી જણાઇ આવે છે પ્રોફેસર સાહેબ સાધારણ મજુરના વેશમા દિલ્હી બહાર નીકળી ધીગાજકી પહાડી નામના સ્થળે આવી પહોચ્યા એ સ્થળે બુધસિંહનુ કુટુબ રહેતું હતુ. ત્યાથી તેઓ સાહેબ બહુ મુશ્કેલીથી સાજાતાજા અગ્રેજી છાવણીમા જઈ પહોચ્યા તેની સાથે કેવળ તેનો વિશ્વાસુ ચાકર બુધસિહ હતો.[૧] દિલ્હીમા વાલિયત અલી નામનો એક ખ્રિસ્તી મુસલમાન હતો તેની સ્રીનુ નામ ફાતમા હતું બળવો ફાટી નીકળ્યો ત્યારે વાલિયત અલી માર્યો ગયો અને ફાતમા પોતાના બાળકો લઈ નાઠી એ નાસતી હતી ત્યારે એક હરકેગએલા સિપાહીએ પોતાના સાથીને જણાવ્યુ કે, વાલિયત અલીનો પિતા એક ધર્મિષ્ઠ મુમલમ ન હતો તે મક્કાની હજ કરી આવ્યો હતો તેણે જરૂર પૈસાના લોભથી ખ્રીસ્ની ધર્મ સ્વીકાર્યો હતો માટે હવે તેનુ કુટુબ ફરીથી મુસલમાન ધર્મ સ્વીકાર કરતા અચકાશે નહિ, માટે આ નાસતી ઓરત તથા છોકરાંને મારી નાખવાની જરૂર નથી[૨] સિપાહીઓ પોતાના ધર્મમા કેટલી આસ્થા રાખતા હતા અને પોતાનો ધર્મ સાચવવા કેટલો પ્રયત્ન કરતા હતા, તે આ ૫૦થી સમજાય છે. પોતાના આ પવિત્ર ધર્મના વિનાશના સદેહથીજ તેઓ આ ભયકર કામ કરવા તૈયાર થયા હતા ફાતમાએ પોતે સ્વીકાર્યું છે કે મે મારા બાળકો સાથે ત્રણ દિવસ સુધી

---

૧ The Rev Sherring, the Indian Church during the great Rebellion P. 67–68

૨ The Rev Sherring the Indian Church during the great Rebellion P 48.

મીરજા હાજી નામના એક મુસલમાનના ઘરમા આશ્રય લીધો હતો. એ દરમ્યાન ઢંઢેરો પિટાયો કે જેઓ ખ્રિસ્તી ધર્મ પાળનારને આશ્રય આપશે, તેઓને મારી નાખવામા આવશે આથી મારે ન છૂટકે એ સ્થાન તજવુ પડ્યુ અંગ્રેજ સરકારે એક વખતે દિલ્હીની બેગમ જિન્નતમહાલને છંછેડવામા બાકી રાખ્યુ નહોતુ, પરંતુ તેજ જિન્નતમહાલે આ વખતે લગભગ ૫૦ યુરોપિઅનોને આશ્રય આપ્યો હતો. તેણે પોતાને શરણે આવેલા ને છુપાવી રાખી તેઓના બચાવ માટે ખાસ પેરવી કરી હતી તેનું જ્યા સુધી ચાલ્યુ ત્યા સુધી એ લોકો જિન્નતમહાલના આશ્રય તળે સુરક્ષિત રહ્યા. છેવટે જ્યારે બંડખોરોના પગલામથી બધા મુઝાયા, રાજમહેલમા સિપાહીઓની હાક લાગી, ત્યારે બેગમને ન છૂટકે આશ્રિતોને છોડી દેવાની જરૂર પડી[૧] આ પ્રમાણે ઘણા દયાળુ લોકોએ યુરોપિઅનોને બચાવવાનો પ્રયત્ન કર્યો હતો. યુરોપિઅનોમાના કોઇ કોઇ પોતાના દયાળુ આશ્રય દાતાની કૃપાથી અને કોઇકોઇ પોતાના વિશ્વાસુ નોકર ચાકરોની અસાધારણ વફાદારીથી મૃત્યુના હાથમાથી છૂટ્યા હતા.[૨] દિલ્હી શહેરમા આ પ્રસંગે ભયંકરતાની સાથે કોમળતાનુ જેવુ સુંદર મિશ્રણ

---

૧ Indian Church during the great Rebellion. P. 51

૨ દિલ્હીના અનેક નોકર ચાકરોએ ગોરા લોકોને અગાઉથી સાવધાન કર્યા હતા. અંગ્રેજ સૈનિક પુરુષો જ્યારે ગભરાઇ ગયા, ત્યારે તેઓએ છાવણીમા રહેવાની મના કરી કારણકે તેઓએ એવુ સાભળ્યુ હતું કે છાવણીના બંગલા ઉશ્કેરાએલા લોકો સળગાવી દેવાના છે -Martin, Indian Empire. Vol. II. 161.

થયુ હતું તેવુંજ સુન્દર મિશ્રણ દિલ્હીની આજુબાજુના ગામોમા પણ થયુ હતુ જે નહાસેલુ લોકો એક વખત ક્રરકેગાએલા લોકોના હુમલાથી ગભરાઇ ગયા હતા તેજ લોકો થોડા સમય બાદ દયાળુ ગામડિઆઓની અપાર દયાથી શાન્તિના અમૃતમય ખોળામાં ફરી વિરાજતા હતા.

૩૮મી પલટણના એક ઓફિસરે પોતાની નાસભાગનુ વૃત્તાન્ત આ પ્રમાણે લખ્યુ છે કે, “અમે એકદમ નાસવાની તૈયારી કરવા લાગ્યા સિપાહીઓએ પોતાના ઓફિસરોને જેમ બને તેમ જલદી કોઈ સુરક્ષિત સ્થાને જઈ ભાગવાની સૂચના આપી એટલુ જ નહિ પણ તેઓએ પોતાની ઝુંપડીઓમા દુખી ઓફિસરોને આશ્રય આપવાની ઇચ્છા દર્શાવી હતી × × × અમે દોડવા લાગ્યા છેવટે થાકી લોથ થઇ એક ઝાડ નીચે બેસી ગયા થોડી મિનિટ વિસામો લીધા બાદ ફરી ચાલવા લાગ્યા એ વખતે ચન્દ્ર ઉગ્યો હતો, છાવણી આગના ભડકાથી ઢંકાઇ ગઇ હતી આગના પ્રતાપથી રાતને વખતે પણ દિવસ જેવો પ્રકાશ ફેલાઇ રહ્યો હતો એમ આખી રાત આવી રીતે ગાળી થોડે દૂર એક માળીના ઘરનુ ખંડિયેર હતુ અમે બધા ત્યા જઇ છુપાયા હતા એ વખતે કેટલાક બ્રાહ્મણો પોતાના કામ પર જતા હતા તેઓ અમને આવા ગંદા સ્થાનપર છુપાએલા જોઇ, અમાગમાના બધાને પોતાના ગામમા લઇ ગયા અને ચપાટી તથા દૂધ આપી સર્વને તૃપ્ત કર્યાં થોડી વાર પછી અમે તેઓની મદદથી પગપાળા જમના નદીની એક શાખા ઓળંગી ગયા × × × રસ્તામા ગુજરોના એક ટોળાએ અમારી પૂરેપૂરી ઇમઆવતી કરી. છેવટે કેટલાક દયાળુ બ્રાહ્મણો અમને ભિકા નામના ગામડામા લઇ ગયા તેઓએ અમને વિશ્રામ લેવા માટે ખાટલા આપ્યા અને

ભોજન માટે રોટલીને દાળ આપી ગામડીઆઓ અભણ હતા છતાં અમારી સાથે બહુ વિવેકથી વર્ત્યાં × × × પરંતુ ફરકી ગએલા લોકોના એક ટોળાએ આવી અમને બહુ સતાવ્યા એ વખતે એક સંન્યાસીએ અમારાપર બહુ કૃપા કરી તેણે અમને પોતાના મકાનમાં છુપાવી રાખ્યા દિલ્હીથી રવાના થયા બાદ બે દિવસે, એક હિંદી અમારો સંદેશો મિરત પહોંચાડવા તૈયાર થયો ફ્રેંચ ભાષામાં એક પત્ર લખી આપવામાં આવ્યો બે દિવસ પછી અમે હરચાંદપુર નામના સ્થળે આવી પહોંચ્યા. એક વૃદ્ધ જર્મન એ સ્થળનો જમીનદાર હતો તેનું નામ ફ્રાન્સિસ કોહેન હતું ઉમર લગભગ ૮૫ વર્ષની હતી વૃદ્ધ કોહેને અમને પોતાના મકાનમાં આશ્રય આપ્યો. અમારી સાથે જે બાઈઓ હતી, તેઓ કોહેનના મકાનના મેડા પર જઈ થાક ઉતારવા લાગી એ દરમ્યાન મિરતથી બે ઓફિસરો ત્રીશ ઘોડેસ્વારો સાથે અમારી મદદે આવી પહોંચ્યા આ સિપાહીઓ કપ્તાન ક્રેગીની ૩ જી પલટણના હતા[1] તેઓ હજુ સુધી વફાદાર રહ્યા હતા અમે

---

૧ મિરતના બંડ વખતે કેવળ કપ્તાન ક્રેગીના સિપાહીઓએ જ પોતાના અધ્યક્ષ સમક્ષ શાંતિ જાળવી રાખી નહોતી બીજી કેટલીક ટુકડીના કેટલાક સિપાહીઓ પણ વફાદાર રહ્યા હતા જુદી જુદી ટુકડીના લગભગ ૫૫, ૬૦ સિપાહીઓ ક્રેગીની સરદારી નીચે સજ્જ થયા હતા. તેઓએ ભયંકર દાવાનળમાંથી ક્રેગીનું ઘર બચાવ્યું હતું અને તેની સાથે તેઓ યુરોપિઅન છાવણીમાં આવ્યા હતા તેમાંના એકાદ બે સિપાહીઓ સિવાય બીજા કોઈ બંડખોરો સાથે ભળ્યા ન હોતા મિરતના સિપાહીઓમાંના કેવળ એ લોકોને જ લશ્કરમાં રહેવાની મંજૂરી મળી હતી—Martin, Indian Empire Vol. II. P 167—168 note.

જે સંદેશો મોકલ્યો હતો, તે ફિરત પહોચતાજ તેઓ હરચાદપુર તરફ રવાના થયા હતા તેઓ અમારી મદદે આવી પહોચવા માટે શિકાથી હરચાદપુર સુધીનો ૪૦ માઈલનો રસ્તો ઝપાટાબધ કાપી અહિ આવ્યા હતા. દિલ્હીથી નીકળ્યા બાદ આઠમે દિવસે રાતે અમે તેઓની સાથે મિરત જઈ પહોચ્યા ''

૩૮ મી પલટણનો ડાક્ટર ઉડ સાહેબ પોતાની પત્નિ અને એક બીજી મડમ ( એ લેફ્ટેનેન્ટ પિલિ નામના એક ઓફિસરની સ્ત્રી હતી ) સાથે નાઠો હતો ડાક્ટર ઉડના મ્હો પર ગોળી વાગી હતી. એથી તેની હડપચી ભાગી ગઈ હતી એ ત્રણે જણા દિલ્હીના કપ- નિના બાગમા જઈ છુપાયા બાગમા કામ કરનાર લોકોએ તેઓને બેસવા માટે ખાટલો ઢાળી આપ્યો અને પોતાની ઝૂપ ડીમા છુપાવી રાખ્યા બગીચાના માળીએ તેમની સાથે બહુ સારી વર્તણુક ચલાવી એ દરમ્યાન કેટલાક લુગારાઓએ આવી તેઓની ગાડી ભાગી નાખી ઘોડા લઈ ગયા તેથી ન્હાસેડુઓ ત્યા વધારે વખત ન ગુમાવતા આગળ દોડયા ૧૧ મી મે ની રાતે ત્રણેક વાગ્યાને શુમારે તેઓ એક ગામડામા આવી પહોચ્યા ગામ- ડાના લોકોએ તેમને દૂધ અને રોટલી આપી તથા સુવા માટે ખાટલા ઢાળી આપ્યા એક વૃદ્ધ હિંદુ ગામનો પટેલ હતો સવાર પડી; તે વખતે ન્હાસેડુઓ ખુલ્લી જગામા હતા સિપાહીઓ આવી પહોચે, અને જુએ તો નુકશાન કરે એવા ઇરાદાથી એ પટેલે તેમને એક કોઠમા છુપાવાની સલાહ આપી કોઠમાથી ઘાસ કાઢી નાખવામાં આવ્યુ ન્હાસેડુઓને તેમા છુપાવવામા આવ્યા એ દરમ્યાન એક બાઈએ આવી જણાવ્યુ કે, એક સિપાહી ગામમા આવ્યો છે, માટે

ચુપચાપ બેસી રહેશો, વાતચીત કરશો નહિ. મ્હાસેફુઓએ ધાર્યું કે આ બાઇ નકામો ભય બતાવે છે, પરંતુ છેવટે એ બાઇની વાત ખરી પડી. તેઓ જ્યા છુપાયા હતા, ત્યા એક સિપાઇ આવી પહોચ્યો. એ સિપાહીએ પોતાનો સરસામાન લઇ જવા માટે એક ગાડું અને જોડ બળદ માગ્યા પેલા વૃદ્ધ પટેલે તરતજ એ પ્રમાણે ગાડું જોડી સિપાહીને ગામ બહાર વળાવ્યો પટેલ એ સિપાહી સાથે તકરારમા ઉતરવા માગતો ન હોવાથી તેણે આ રીતે જેમ બને તેમ જલદી પતાવ્યુ હતુ. કારણકે તે જાણતો હતો કે જો તે ગામમા થોડી વાર રહેશે તો છુપ એલા અગ્રેજો વિષે બાતમી મેળવશે. ડાક્ટર ઉડ અને બે મડમો આ પ્રમાણે વૃદ્ધ પટેલની દયાથી બચી ગયા. હવે તેઓ એ ગામ છોડવાની તૈયારી કરવા લાગ્યા ગામના લોકોએ તેઓને પેટભરી જમાડ્યા તેઓ રસ્તાથી અજાણ્યા હોવાથી ગામનો એક જુવાન તેમને રસ્તો બતાવવા તૈયાર થયો તે તેઓને ધોરી રસ્તાપર ચડાવી પાછો વળ્યો ઘણી મુશ્કેલી વેઠ્યા બાદ તેઓ રાતના ચારેક વાગ્યાને શુમારે એક ગામ આગળ આવી પહોચ્યા. ત્યા એક મોટું ઝાડ હતું. તે ઝાડ નીચે વિશ્રાંતિ લેવા બેઠા રાત પૂરી થઇ સવારે ગામના લોકો પોતપોતાને કામે જવા લાગ્યા એ હિંદુ લોકોનુ ગામડુ હતુ એક વૃદ્ધ હિંદુ મ્હાસેફુઓને આ પ્રમાણે મુશ્કેલીમા આવી પડેલા જોઇ ગામમા તેડી લાવ્યો. દૂધ તથા રોટલી આપી તેણે તેઓની ભૂખ મટાડી ડાક્ટરનો ઘા ધોવા માટે એ દયાળુ આશ્રય દાતાએ પાણી ગરમ કરી આપ્યુ. પાસેના ગામડામાં એક દયાળુ બ્રાહ્મણ રહેતો હતો. તેને ખબર પડી કે કેટલાક ગોરા લોકો પેલા ગામમા આવી પહોચ્યા છે તે તરતજ પોતાના ગામના કેટલાક માણસો સાથે તેઓને જોવા ચાલ્યો. ડાક્ટરની હડપચી ગોળીના

મારાથી ભાગી ગઇ હતી તેથી તે દૂધ પી શકતો નહોતો પેલા બ્રાહ્મણે ડાક્ટરને લાકડાની ભૂંગળી વડે દૂધ પીવાનું કહ્યું તે પોતે એક ભૂંગળી તૈયાર કરી લાવ્યો દયાળુ બ્રાહ્મણની સાચી સલાહથી ડાક્ટર ઉડને બહુ ફાયદો થયો ડાક્ટર ભૂંગળી વડે દૂધ પીવા લાગ્યો. દૂધ પીધાથી તેને બહુ શાંતિ વળી એ વૃદ્ધ ગામડિઆના આશ્રયમાં તેઓ આખો દિવસ રહ્યા છેવટે આશ્રયદાતાને બીક લાગી અંગ્રેજો આ ગામમાં છુપાઇ રહ્યા છે એવી બાતમી મળતાં સિપાહીઓ આખી ગામ સળગાવી મૂકે એવા સંદેહથી તેણે ડાક્ટર ઉડ વગેરેને બીજે સ્થળે ચાલ્યા જવાનું કહ્યું પોતાના આશ્રિતો વધારે મુશ્કેલીમાં મુકાય એવા ઇરાદાથી તેણે આમ કહ્યું નહોતું તે સિપાહીઓના હલ્લામાંથી બચવા માટે આશ્રિતોને કાંઇ વધારે સુરક્ષિત સ્થળે જવાનું કહેતો હતો. એ વખતે સૂર્યના પ્રચંડ તાપથી ચારે દિશા તપી ગઇ હતી, ચોતરફ લૂ ઝરતી હતી, તેથી બંને મડમો ઘાયલ ડાક્ટર સાથે અન્યત્ર જઇ શકે તેમ નહોતું આ વખતે એક બીજો માણસ તેમની મદદે આવ્યો તેણે પોતના નાના મકાનમાં ત્રણે જણાને માટે સગવડ કરી આપી પથારીઓ કરી તે પર સૂઇ રહેવાનું જણાવ્યું ઉનાળાનો પ્રચંડ તાપ અગ્નિના તણખા વરસાવતો હતો, તે વખતે ત્રણે દુઃખી જીવો એ ગરીબ ગામડિઆની* અપાર દયાથી આશ્રય પામી નિરાંતે સૂતા હતા છેવટે સાંજ પડી. રાત્રિનો અંધકાર ફેલાવા લાગ્યો દિવસની ગરમી શાંત થઇ ડાક્ટર ઉડ અને મને મડમોએ પોતાનો પ્રવાસ શરૂ કર્યો, પંચ દિવસ થયા તેમણે દિલ્હી છોડયું હતું, તોપણ તેઓ દસ માઇલથી વધારે રસ્તો કાપી શક્યા નહોતા બીજે દિવસે બેએક વાગ્યાને સુમારે તેઓ એક ગામડાં આગળ આવી પહોચ્યા એ ગામના લોકોએ પણ તેઓની

સાથે સારી વર્તણુક ચલાવી દુખમા આવી પડેલા આ નાસેલુઓ પ્રત્યે પોતાની મમતા બતાવવામા તેઓએ પાછી પાની કરી નહિ. મડમોએ જે કઇ માગ્યુ તે ગામની ગરીબ બાઇઓએ લાવી હાજર કર્યું. ઠડા પાણીથી તરસ છિપાવી મડમોએ ડાક્ટરનુ મ્હો ધોવા માટે એક પવાલુ માગ્યુ ગામડિયણ બાઇએ એ માગણી જરા પણ આના કાની વગર પૂર્ણ કરી એ સિવાય શાક તથા ભાત બનાવી ત્રણે જણાને સતોષવામા આવ્યા બે મડમોમાની એકે આ શાક તથા ભાત માટે કહ્યુ છે કે, દિલ્હી છોડ્યા બાદ આવો સ્વાદિષ્ટ ખોરાક અમે કદી ખાધો નહોતો ત્યારબાદ એ ત્રણે જણા બલન્દ નામના ગામ પાસે આવી પહોચ્યા રજપુત વશની એક રાણી અહી રાજ્ય કરતી હતી તેણે આ દુખી યુરોપિઅનોને પોતાના મકાનમા આશ્રય આપ્યો તેણે તેઓને માટે ભોજન સામગ્રી તૈયાર કરવાનો હુકમ આપ્યો ડાક્ટર હિડ અને બને મડમો રાણીની કૃપાથી બહુજ સતોષ પામી આખી રાત ત્યા ગાળી બીજે દિવસે મેજર પેટર્સન ઓચિતો ત્યા આવી પહોચ્યો થોડીવાર પછી લેફ્ટેનેન્ટ પિનિ પણ એક બીજે રસ્તેથી ત્યા આવી પહોચ્યો, પિલિએ પોતાની સહધર્મિણીને સાજીતાજી જોઇ ઇશ્વરનો આભાર માન્યો બધા આનદપૂર્વક બલ-ન્દ છોડી આગળ વધવા લાગ્યા

એ વખતે ડાક્ટર હિડ ચાલી શકે તેવી સ્થિતિમા નહોતો. ભયકર આઘાતથી તે દુર્બળ થઇ ગયો હતો પરતુ રસ્તામા કામ કરતા મજુરોએ આ વખતે તેને બહુ મદદ આપી તેઓ દુર્બળ ડાક્ટરને ઉપાડી એક ગામથી બીજે ગામ લઇ ગયા. દરિદ્ર અને અભણ માણસો પણ રસ્તામા આ દુખી જીવોને જોઇ મદદ આપવા તૈયાર

-થયા આવી મદદ આપતા અમારે સિપાહીઓના દાવાનલમા ભસ્મ થવુ પડશે, એ વાત જાણતા છતા તેઓએ અગ્રેજોને સંપૂર્ણ મદદ આપવામા પાછી પાની કરી નહોતી અગ્રેજો પોતાની મડમો સાથે આ પ્રમાણે ગરીબ ગામડીઆઓની દયાનો અનુભવ લેતા લેતા કર્નાળ તરફ આગળ વધવા લાગ્યા પતિયાળાના મહારાજાએ તેઓની દુર્દશાની વાત સાભળી હતી તેણે તેઓની મદદમા ૪૦ ઘોડેસ્વારો મોકલી આપ્યા હતા, એ ઘોડેસ્વારોના ઘોડા ઝડપી ચાલના હતા, તેઓએ ૨૦ મી મેને રોજ દુખી અગ્રેજોને કર્નાળ પહોચાડી દીધા [૧]

૭૪ મી પલ્ટણનો ડાકટર બેટસન હિદી ભાષામા પ્રવીણ હતો, તે વાત અગાઉ જણાવેલી છે એક સન્યાસીએ ડાકટરની જિદગી ભયમા આવી પડેલી જોઇ તેને દાદુપથી સાધુનો વેશ લેવરાવ્યો એ સન્યાસીએ તેના કપડા ભગવા રગથી રગી દીધા ગળામા રૂદ્રાક્ષની માળાઓ પહેરાવી દયાળુ સન્યાસીએ આપદ્ ધર્મ ગણી ડાકટરને આવો વેશ ધારણ કરવાની સલાહ આપી હતી આવા વેશમા ડાકટર ૨૫ દિવસ સુધી આમ તેમ ભટકયો કોઈ વખતે ઝાડ નીચે તો કોઇ વખતે ગામડામા આશ્રય લઈ તેણે એ દિવસો મહામુશીબતે વીતાડયા એક દિવસ કેટલાક હિદુ સન્યાસિઓએ બેટસનને કહ્યુ કે ' આપ હદી સન્યાસી હો એવુ સભવતું નથી. આપની આખો આપને જુદા દેશના માણસ તરીકે ઓળખાવી દે છે. આપ ફિરગી છો, એ નિશ્ચિત વાત છે " પરતુ તેઓએ તેને

૧. Martion, Indian Empire Vol. II. P. 168–169. Comp. Indian Mutiny to the fall of Delhi, P. 20—30.

અંગ્રેજ તરીકે ઓળખ્યો છતા કંઇ અડચણ કરી નહિ [૧] એક વૃદ્ધ માણસે એક મડમ અને તેના છોકરાને ઘણા દિવસ સુધી સાચવ્યા હતા સિપાહીઓની બીકથી તેણે તેઓને બીજે ગામ લઇ જઇ બીજુ કોઇ ન જાણી શકે એવા સ્થળે છુપાવ્યા હતા. એ સ્થાનમા જ્યારે ઉન્મત્ત લોકોને શક પડયો ત્યારે તે તેને ત્રીજે સ્થળે લઇ જઇ છુપાવી આવ્યો હતો [૨] મિરતના કમિશનર ગ્રિથેડ સાહેબે આ વખતે જણાવ્યુ હતુ કે, દિલ્હીથી જેટલા અગ્રેજો નાસી આવ્યા છે, તેઓમાના દરેક સ્વીકારે છે કે અમને ગામડાના લોકોએ બહુ મદદ આપી છે, અમારા પ્રત્યે બહુજ લાગણી બતાવી છે એક સંન્યાસીને જમના નદીમાથી એક અગ્રેજ બાળક મળી આવ્યુ હતુ, તે તેને મારી પાસે લઇ આવ્યો મે તેને ઇનામ આપવા માડયુ, પણ તેણે તે સ્વીકારવાની સાફ ના પાડી, તેણે જણાવ્યુ કે, જો ઇનામ આપવા માગતો હો તો મારા નામથી એક કુવો ખોદાવી આપો મે તેની ઇચ્છા પૂર્ણ કરવાનું વચન આપ્યુ.' [૩] કપ્તાન હોલાાડ નામના એક લશ્કરી અમલદારે લખ્યુ છે કે, "મે જે ગામમા આશ્રય લીધો હતો ત્યા દૂધ મળતુ નહોતુ તેથી પલ્ટુ નામનો એક ઝાડુ કાઢનાર, અને તેના કુટુબના કેટલાક માણસો દરરોજ પાસેના ગામમાથી મને દૂધ લાવી આપતા હતા." ત્યારબાદ તેણે લખ્યુ છે કે, હું યમુનાદાસ નામના એક બ્રાહ્મણને ત્યા છ દિવસ રહ્યો હતો પોતાના

---

૧ Indian Empire, Vol. II. 169. Comp. Ball. Indian Mutiny. Vol. I p. 97.

૨. Indian Mutiny to the fall of Delhi, p. 29.

૩ Martin Indian Empire. Vol. II. p. 169.

મકાનમાનો જે સગવડ પડતો ભાગ હતો તે તેણે મને જુદો કહાડી આપ્યો હતો, તે મારે માટે સારામાં સારો ખોરાક લાવતો હતો.[૧]" એક અંગ્રેજ ડેપ્યુટિ કલેકટરની સ્ત્રી જયારે દિલ્હીથી નાસી છૂટી, ત્યારે તેને બે વફાદાર ચપરાશીઓએ બહુ મદદ કરી હતી તેઓમાનો એક અજમેર દરવાજે ઓળંગતા ફિતૂરાએલા સિપાહીઓને હાથે માર્યો ગયો બીજો મડમને કોઇ મુસલિન સ્થળે લઇ ગયો.[૨] જે અંગ્રેજો મિરતને બદલે અંબાલા તરફ ગયા હતા, તેઓમાના ઘણાખરાને કર્નાળના નવાબ તરફથી બહુ મદદ મળી હતી દિલ્હીનો જડજ ખસ સાહેબ કર્નાલ આવ્યો ત્યારે ત્યાના નવાબે તેમને જણાવ્યું કે, " આ ગડબડ વિષેના વિચારોમા મને રાત્રે ઊંઘ પણ આવતી નથી. હવે મે આપનો પક્ષ સ્વીકારવાનો નિશ્ચય કર્યો છે મારી તરવાર, મારી દોલત અને મારા નોકરો હવે હુ આપના કાર્યમા સમર્પણ કરૂ છુ " નવાબ એટલા વચનો બોલી બેસી રહ્યા નહિ, તેણે પોતાના વચનો અમલમા મૂક્યા પંજાબી પોલીસસૈન્યનુ અનુકરણ કરી એકસો ઘોડેસ્વારો તૈયાર કર્યા.[૩] આ પ્રમાણે ઘણા રાજા મહારાજાઓ અંગ્રેજોને મદદ કરવા તૈયાર થયા. ઘણા દયાને ખાતર દુખી અંગ્રેજોને મદદ કરવા તૈયાર થયા ગરીબ ગામડિઆ માડીને કોટયાધિપતિ હલકી જાતના અભણથી માડીને કુળવાન કેળવાએલા, અને મોટા મોટા જમીનદારોથી માડીને

---

૧ Kaye, Sepoy War Vol II p. 98, note

૨. Ball, Indian Mutiny Vol I p 100–101. Comp Indian Empire. Vol II. p 169.

૩. Indian Empire, Vol II p 169–170.

સાધારણ ઝાડુદાર લોકોએ પણ દુખી યુરોપિઅનોને પુષ્કળ મદદ કરી હતી તેઓએ પોતાની સંપત્તિ, પોતાના મકાનો એટલુંજ નહિ પણ છેવટે પોતાની જીન્દગી જોખમમાં નાખી પીડાતુરને બચાવ્યા હતા આ ભયંકર પ્રસંગે આવી દયા દર્શાવવામાં ન આવી હોત તો નાસી છુટેલા યુરોપિયનો કદી ધારેલે સ્થળે પહોંચી શક્યા નહોત જ્યારે અંગ્રેજો નાના નાના બાળકોને તથા સ્ત્રીઓને લઈ આમ તેમ નાસભાગ કરતા હતા, કોઇ કોઇ ઘવાયા હોવાથી લોહીથી ખરડાએલા શરીરે દિવસના પ્રચંડ તાપમાં, રાતની દારુણ ટાઢમાં કાંટાથી ભરપૂર રસ્તા ઓળંગતા હતા, પોતાની ગાડી, ઘોડા, પાલખી વગેરે બધું છોડી કોઇ વખતે ઘાડા જંગલોમાં, કોઇ વખતે ભયંકર વસ્તીમાં અથવા કોઇ વખતે અંધારી ગુફાઓમાં છુપાઇ રહેતા અને પ્રાણ જવાની બીકે ગળગળા હલકામાં હલકા લોકો સામે દયા ઉપજાવે એવી રીતે મદદ માગતા, તે વખતે એ લોકોને જમીનદારો, કુલીનો અને હલકા વર્ગના નિરક્ષર લોકોએ મદદ ન આપી હોત, તો તેઓ જરૂર રસ્તામાં અગર ઘાડા અરણ્યમાં અનંત નિદ્રામાં સૂતા હોત

અમે અગાઉ જણાવ્યું છે કે, ઉન્મત્ત સિપાહીઓને કંઇ ભાન નહોતું શહેરના જે ઉશ્કેરાએલા લોકો તેઓની સાથે ભળ્યા હતા, તેઓની નજર ભવિષ્ય તરફ નહોતી. તેઓ અંગ્રેજોના જાતિભાઇ તથા ધર્મભાઇઓને નષ્ટ કરવાનો ધંધો લઈ બેઠા હતા. તેઓમાનું કોઇ શાંતિથી વિચાર કરી જોતું નહોતું, ગંભીર ઉશ્કેરણીને લીધે ભયંકર કાર્ય કરતા પાછુ વાળી જોતું નહોતું દિલ્હીના યુરોપિઅનો-માના કેટલાક પોતપોતાના કુટુંબ સાથે પલાયન કરી ગયા હતા,

તોપણુ બીજા કેટલાક હજુ દિલ્હીમા રહ્યા હતા તેઓમાના ઘણુ-ખરા દિલ્હીના દરિયાગજ નામના મહોલ્લામા વસતા હતા. ૧૧ મી મેને રોજ સવારમાં જ્યારે તેઓએ સાભળ્યું કે મિરતના બડખોર સિપાહીઓ પ્રબળ વેગે જમના નદી પરનો પુલ ઓળગી આ તરફ આવે છે, ત્યારે તેઓ એક વિશાળ અને મજબૂત મકાનમા જઇ ભરાયા પરતુ છેવટે એ મકાનને આગ લગાડવામા આવી એટલે તેઓ બધા રાજમહેલમા જઇ રહ્યા. એવુ કહેવાય છે કે તેઓ પાચ દિવસ સુધી અહીં રહ્યા હતા[1] ૧૬ મેએ તેમની જિંદગી ખતમ થઇ બડખોર સિપાહીઓએ તે દિવસે તેઓને તરવાર અથવા ગોળીબારથી મારી નાખ્યા અગ્રેજ કંપનિ જે નઠોર રાજનીતિના બળ વડે રાજ્ય પછી રાજ્ય ખાલસા કરતી હતી, તે કઠોર રાજની-તિથી જ સિપાહીઓની પ્રકૃતિ આવી ભયકર થઇ ગઇ હતી સરકાર નીતિ, દયા અને ન્યાયને નામે ધોળે દહાડે જે કઠોર કાર્ય કરતી

---

૧ કોઇ કોઈ લખે છે કે, સમ્રાટના મહેલના ભોયરામા આ લોકોને કેદ કરી રાખવામા આવ્યા હતા. સ્ત્રી, પુરુષ, બાળક અને બાલિકા સહિત કુલ ૫૦ માણસો અહીં હતા ૫ દિવસ પછી તેઓને ભોયરામાથી બહાર કાઢી તેમના પર ગોળી છોડવામા આવી. પરંતુ દેવયોગ નિશાન વ્યર્થ ગયુ અને દિલ્હીના પાદશાહનો એક નોકર માર્યો ગયો તેથી છેવટે તરવાર વડે તેઓને કાપી નાખવામા આવ્યા એવુ કહેવાય છે કે બે માણસોએ તરવાર વડે આ ભયકર ખૂનરેજી કરવાનું માથે લીધુ હતું એક મડમ પોતાના ત્રણ બાળકો સાથે કોઇ પણ રીતે આ ખૂનરેજીમાંથી નાસી છૂટી હતી.–Kaye, Sepoy War. Vol. II. p. 99–100

હતી, જે અન્યાયી કર્તવ્ય બજાવતી હતી, તે બધા કાર્યનો બદલો સિપાહીઓએ એક જ દિવસમા તરવારના ઘાથી અગર ગોળીઓના વરસાદથી વાળી દીધો હતો. તેઓ કંઇ અનુભવી નહોતા. જ્ઞાનની સાથે કૂટબુદ્ધિ જોડાતા છુપી રીતે ધીરે ધીરે બીજાનું અનિષ્ટ કરવાની જે વૃત્તિ પેદા થાય છે, તેવી વૃત્તિ સિપાહીઓમા પેદા થઇ નહોતી. તેઓમા સાહસ, ઉત્સાહ અને કાર્યકુશળતા હતી, પરતુ દીર્ઘદૃષ્ટિ નહોતી. જ્યારે ઉશ્કેરણી વૃદ્ધિ પામવા લાગી, જાતિનાશ અને ધર્મ-નાશની બીક પ્રબળ થવા લાગી, અગ્રેજો સનાતન રીતરિવાજોના સહારક જણાવા લાગ્યા, ત્યારે તે ઉત્સાહ સાહસ અને કાર્યકુશળતાએ તેઓને પોતાના ધર્મનુ અપમાન કરનારાઓને મારી નાખવાની પ્રવૃત્તિ કરવાનુ સુઝાડ્યુ. તેઓનો સ્વભાવ કઠોર થઇ ગયો, દયા કે માયા વિલુપ્ત થઈ ગઇ. તેઓ પોતાના શત્રુના લોહીથી વેરદેવીને સતોષવા લાગ્યા. તેઓની એકાગ્રતા એવી પ્રબળ થઇ ગઇ હતી કે તેઓને આગળ પાછળ નજર કરવાની ફુરસદ ન મળી. તેઓ જાણતા હતા કે, પ્રબળ પરાક્રમી કંપનિ બહાદુર અમારા કાર્યનો બદલો લેશે પરંતુ એવુ જાણતા છતા તેઓ શાંત રહી શક્યા નહિ. કંપનિનું નામનિશાન લુપ્ત કરવા માટે તેઓના હૃદયમા અપાર બળનો સંચાર થયો હતો. તેઓ નિર્ભય બની, નિર્વિકાર ચિત્તે તરવાર પકડી પોતાની આબરૂ જાળવવા માટે આત્મબલિદાન આપવા તત્પર થયા હતા.

એ સમયના વર્ત્તમાનપત્રોમા ફેલાવા ઉભા કરે એવા અનેક હેવાલો, પ્રગટ થયા છે, અંગ્રેજ સ્ત્રીઓ પર ભયંકર જુલમો થયાની કહાણીઓ જાહેર કરી અંગ્રેજોએ પ્રજાને ચમકાવી મૂકી હતી. ઉશ્કેરાએલા પશુ પ્રકૃતિવાળા લોકોની પાશવવૃત્તિથી કોમળ બુદ્ધિવાળા

કોમલાગિની મડમો અને કુમારિકાઓ પર કેવા જૂનમો થયા હતા, જુલમ ભોગવ્યા પછી નિષ્ઠુર લોકોના અત્યાચારથી તેઓના કોમળ શરીર કેવી અવસ્થામા રગદોળાયા હતા, ઇત્યાદિ વર્ણનોથી તે સમયનાં વર્તમાનપત્રો અને પુસ્તકો ખીચોખીચ ભરાતા હતા એ વર્ણનો વાચી વાચનારના મનમા ભયંકર ગુસ્સો ઉભરાઇ આવતો પરંતુ એ વાતો ખરી છે કે જોઠી તે બાબતની સાબિતિઓ કોઇ આપી શક્યુ નથી અમને લાગે છે કે, તે હેવાલોના લેખકોએ પોતાની મોહિની કલ્પનાથી પાગલ બની આવી ભયભરી હકીકતોથી વાચકોને ચમકાવી મૂકવાનો પ્રયત્ન કર્યો હતો એક લાગણીવાળા અગ્રેજ ઇતિહાસકારે આ સબધમા લખ્યુ છે કે, "આ બધી તિરસ્કારવા લાયક જૂલમોની વિગતો કેવળ ઉડતી વાતો પરથી લખાયામા આવી હતી અથવા હલકા વર્ગના નિરક્ષર લોકોના શબ્દોમા એવા વર્ણનો કરવામા આવ્યા હતા એ જાતના લોકો બહુ સારી રીતે જાણે છે કે કોઇ પણ વાત જેમ બને તેમ વધારે મીઠુ મરચુ ભભરાવી કહેવામા આવે, તેમ લોકોને વધુ રુચે છે એ વખતે ઊંચા વર્ગના લોકો આવી અતિશયોક્તિથી ભરપૂર વાતોથી બીજાનુ કૌતુક સંતોષવાનો પ્રયત્ન કરતા હોય એવુ જણાતુ નથી જૂલમોનુ વર્ણન કરવામા આવ્યુ છે, તે કેવળ મનુષ્યોની ઉચામા ઊચી કલ્પનાને જ શોભે છે, ભયંકર દુરાચારના અવતાર જેવા લોકોજ આવા અમાનુષિક કર્યો કરી શકે. અગ્રેજ સ્ત્રીઓ પર જે જુલમો ગુજાર્યાનો ઉલ્લેખ કરવામા આવ્યો છે, તેવા જુલમો બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય વગેરે દ્વિજાતિ ગુજારે તો તેઓનો ધર્મ નષ્ટ થાય છે તેઓના ચરિત્ર અને આચાર એવા પાપકાર્યના પ્રબળ વિરોધી છે જે ગુર્જરો હમેશા લુટફાટનો જ

ધંધો કરતા ફરે છે તેઓ પણ આવુ પાપી કાર્ય કરતા નથી તેઓ લૂટફાટ સિવાય બીજી કઇ બાબત તરફ લક્ષ આપતા નથી લૂટફાટ પર તેઓને એવી પ્રીતિ હોય છે કે, વિવાહિતા મહિલાનુ પરમ આદરને પાત્ર ધન-વિવાહની ચિટ્ઠી પણ તેઓ છોડતા નથી એથી તે સ્ત્રીની પવિત્ર બધનની પવિત્રતા નષ્ટ થશે, એ વાત સમજતા નથી. મતલબ કે તેઓ પવિત્રતા નષ્ટ કરવા માટેજ એ અગુઠી લઈ લેતા નથી મુસલમાનોની વાત જુદી છે. કુરાનના ઉપદેશ સબધમા આપણે ગમે તે ધારીએ, તો પણ ખ્રિસ્તી ધર્મના આરાગ હેઠળ કહેવાતા ખ્રિસ્તી વિજેતાઓએ યુરોપની લડાઈઓમા જે રીતે વાડેગના શહેરોનો નાશ કર્યો છે તેના જે ૨વાળ ઉભા કરે તેવા હેવાલો ઇતિહાસમા નોધાયા છે, તેને મુકાબલે દિલ્હીના આ સમયના જુલમોના હેવાનો વધારે ભયકર હોય, એ સશય પડતી વાત છે [૧] ”

ખ્રિસ્તી ધર્મ પાળનારાઓએ કેવળ યુરોપમા જ પોતાના અત્યાચારોનો પરિચય કરાવ્યો નથી તેઓના હુમલાથી કેવળ યુરોપના જ સુદર નગરો નાશ પામ્યા નથી, હિદના આ બળવાના ઇતિહાસમા પણ તેઓની હદપારની ઉશ્કેરણી, પ્રબળ વેરવૃત્તિ અને તેને લીધે થયેલા ભયકર કાર્યોના ઉદાહરણો મળી આવે છે તેઓએ દિલ્હીના આ બનાવ પછી રસ્તામા સાત મજાગદારોને ફાસી આપી હતી અને ચાર ગામો સળગાવી મૂકયા હતા કારણકે તેઓને શક પડયો હતો કે મજારદારોએ નાસતી મડમોના ખૂન કર્યા હતા [૨] એક બીજા ખ્રીસ્તી સૈનિક અમલદારે ( સેનાપતિ નેલ્લે ) અલાહાબાદથી મુસાફરી શરુ કરતા એટલા

૧ Martin, Indian Empire. Vol. II p. 172-173.

૨ Ball, Indian Mutiny Vol 1 P. 166.

બધા માણુસોના જીવ લીધા હતા કે, તેના લશ્કરના એક ઓફિસરને હવે લોકો મળતા નથી, એમ કહી એ ખૂનરેજી બંધ પાડવાની વિનતિ કરવી પડી હતી [૧] ખ્રિસ્તી ધર્મ પાળનારા સૈનિકે નિ શસ્ત્ર પ્રજા પર ગોળીઓ ચલાવી હતી, હિંદુઓના પવિત્ર દેવમંદિરો તોડી નાખ્યા હતા, વધારે તે શું કહીએ શરણે આવેલાં નિરપરાધી બાળકોનો પણ વધ કરી પોતાની બહાદુરી બતાવી આપી હતી [૨] એ બધા બનાવો અમે યોગ્ય સ્થળે વર્ણવશુ જેઓ દિલ્હીથી નાસી ગયા હતા, તેઓમાનો એક અગ્રેજ આશ્રય લેવા ખાતર જે સ્થળે આવી પહોચ્યો ત્યાના લોકોને તેણે એવી બીક બતાવી હતી કે, જો તમે મને આશ્રય નહિ આપો તો હુ ગોળીબાર કરી તમને બધાને મારી નાખીશ [૩] આવી પ્રાર્થનાવડે એ ન્હાસેકુ

---

૧ Russell, Diary Vol 1 P *222*

૨. Rssell, Diary Vol 1 P P. *219, 220, 222, 348.*

૩ એવુ કહેવાય છે કે, થાણેશ્વરના લોકો આ સાહેબને આશ્રય આપવા માગતા નહોતા, તેથી સાહેબ બહાદુરે તેઓને આવી બીક બતાવી હતી સાહેબ મડમ સાથે હતા, સાથે એકાદ બાળક પણ હતું જે પોતાના કુટુબ સાથે આવી મુશીબતમા આવી પડેલો હોય તેણે આવે વખતે રહેવાનો જવાબ કઠોરતાથી વાળવો એ અનુચિત લેખાય પરન્તુ આવા વખતે તો જરા નમ્રતા બતાવતા કામ વધારે સરળ થઇ પડે. કંપનિએ ઉત્તરાધિકારી નથી એમ કહી થાણેશ્વર વિભાગ ખાલસા કર્યો હતો તે માટે ત્યાંના લોકો અગ્રેજો પર ગુસ્સે હતા. એ ગુસ્સાને લીધે તેઓએ એ સાહેબને આશ્રય આપવાની

ખ્રિસ્તીએ ગામડિઆઓ પાસે આશ્રય માગ્યો હતો મતલબ કે ગુસ્સાથી અધીરા થઇ ખ્રિસ્તી લોકોએ પણ તે વખતે ભયકર કૃત્યો કરવામા પાછુ વાળી જોયુ નહોતું ઉડતી વાતો અથવા હલકા વર્ગના લોકો પર વિશ્વાસ રાખી તથા કલ્પનાના તરગો સાથે ઘસડાઇ લેખકોએ વર્તમાનપત્રો વગેરેમા જે ભયકર જૂલમી કૃત્યોના વર્ણનો કર્યા છે, તે બધા વર્ણનો આ વાસ્તવિક બનાવો કરતા ભયકર કદી ગણાવાના નથી

દિલ્હીમાથી અંગ્રેજોનુ નામનિશાન નીકળી ગયુ ૧૬મી મે પછી શહેરમા કે છાવણીમા ગોરા લોકોનુ નામ રહ્યું નહિ અગ્રેજોને મોગલ–રાજધાનીમાથી હાંકી કાઢવામા આવ્યા. બડખોર સિપાહીઓએ હવે વૃદ્ધ બહાદુરશાહને દિલ્હીના શહેનશાહ તરીકે સ્વીકાર્યો. અગ્રેજો મિરતમા બહુ હેરાન થયા, દિલ્હીમા મરી પરવાર્યાં સિરાજુદ્દૌલાના કલકત્તા પરના હલ્લા પછી તેઓની આવી દુર્દશા કદી થઇ નહોતી. તેઓને પોતાના જાતભાઇઓના ખૂન થતા જોવા પડયા હતા અને પોતાની સત્તા વિસરી, બધી સમ્પત્તિ મૂકી ઉઘાડે પગે નાસવુ પડયુ હતુ. ઉશ્કેરાએલા સિપાહીઓએ–શહેરના ઉન્મત્ત મુસલમાનોએ વૃદ્ધ સમ્રાટ્‌ને નામે તેઓની આવી દુર્દશા કરી હતી. સમ્રાટે કશુ કર્યું નહોતુ, કર્યું નહોતુ છતા કેવળ તેના નામથી સિપાહીઓ અને નગરવાસીઓના હૃદયમા અપરિસીમ બળનો સચાર થતો હતો એક કવિએ કહ્યું છે કે રાજાનું નામ જ ઉચ્ચ પ્રકારની શક્તિનુ મદિર છે, તે આ સ્થળે

---

ના પાડી હોય, એ સંભવિત છે. આવે વખતે નમ્રતા બતાવવાથી ગામના લોકોના હૃદય પીગળત Martin, Indian Empire Vol. II. P. 164.

બરાબર લાગુ પડ્યુ હતુ. દિલ્હીના મોગલ સમ્રાટે સાધારણ પ્રજાના હૃદયમા એવુ જ આધિપત્ય સ્થાપ્યુ હતું, પૂર્વની જાહોજલાલી, સન્માન અને અધિકારના મહિમાથી તેનુ નામ પ્રજાને સાહસ અને શક્તિ અર્પતુ હતુ મિરતની ત્રીજી ઘોડેસ્વાર ટુકડીના અગ્ર ભાગના ઘોડેસ્વારોએ જ્યારે પોતાના ઘોડાના દાબડાનો ધ્વનિ જમના નદીના પૂર્વની પેલેપાર કર્યો ત્યારથી જ દિલ્હીના યુરોપિયનોના સત્યાનાશનો પ્રારંભ થઇ ચુક્યો હતો એ શબ્દ જાણે સર્વસંહારક કાળની પેઠે દૂરથી દિલ્હીના યુરોપિયનોને બોલાવતો હતો સવારથી સાંજ સુધી તેઓએ મિરતથી મદદ આવવાની રાહ જોઇ હતી જ્યારે સૂર્ય આથમ્યો, સંધ્યાકાળનો અંધકાર ધીરે ધીરે દિલ્હી શહેર પર ફરી વળવા લાગ્યો, ત્યારે પણ મિરતના લશ્કરની કંઇ નિશાની ન જણાઇ ત્યારે બાકી રહેલા અંગ્રેજો હતાશ થઇ ગયા, અને હતાશ થયા હોવાથી જ જીંદગી બચાવવા ખાતર જેમ ફાવે તેમ નાઠા

એ વખતે દરિયાગંજમા બંડખોર સિપાહીઓએ પોતાનુ મુખ્ય મથક નાખ્યુ હતુ ચાંદની ચોકમાની બધી દુકાનો બંધ થઇ ગઇ હતી પંચ દિવસ સુધી એ દુકાનોના તાળા ઉઘડ્યા નહોતા છેવટે બહાદુરશાહે જાતે શહેરમા ફરી વેપારીઓને દુકાનો ઉઘાડવાનો હુકમ આપ્યો હતો તેણે સિંહાસનપર બેસવાની ના પાડી હતી, પરંતુ સિપાહીઓએ તેને એવુ સમજાવ્યુ કે કલકત્તાથી પેશાવરના બધા અંગ્રેજો માર્યા ગયા છે છેવટે પાદશાહ સિંહાસન પર બેઠો[૧] આ વખતે બહાદુરશાહ સિપાહીઓના હાથનું રમકડુ હતો. તે જાણતો હતો કે, જરાપણ ચુંચાં કરવા જતા જીવ ગુમાવવો પડશે.

---

૧ Martin, Indian Empire. Vol II P. 174.

તેથી તે નિરુપાય થઇ સિપાહીઓના દંગવ મુજબ વર્તતો હતો. સિપાહીઓએ તેનો સમગ્ર ભારતખંડના સ્વતંત્ર સમ્રાટ તરીકે અભિષેક કર્યો તેઓ હવે આ સમ્રાટ્ના નામે બધું કાર્ય કરવા લાગ્યા. એવું કહેવાય છે કે બહાદુરશાહે શહેરના વેપારીઓને બોલાવી કહ્યું હતું કે જો સિપાહીઓની માગણી મુજબ નહિ વર્તો તો માર્યા જશો. વેપારીઓએ સિપાહીઓને ૨૦ દિવસની ખોરાકી આપવાનુ કબૂલ કર્યું, પણ સિપાહીઓ એથી રાજી ન થયા એટલે તેઓએ દર ઘોડેસ્વાર દીઠ એક રૂપીઓ અને પાયદળ દીઠ ચાર આના રોજ આપવાનુ કબુલ કર્યું લેફ્ટેનેન્ટ વિલોબીએ અસ્ત્રાગારનો એક ભાગ સળગાવી મૂક્યો હતો, પરંતુ બધા હથિયારો નષ્ટ કરવા જેટલો તેને સમય મળ્યો નહોતો. એ બધા હથિયારો લોકોના હાથમા આવ્યા હતા અને બજારમા વેચાતા હતા[1]

દિલ્હીના આ ભયંકર બનાવ વિષે મેજર એબટે કહ્યું છે કે, ‘ મારા ધારવા મુજબ દિલ્હીના રાજમહેલમા આ બનાવના બી રોપાયા હતા અને અંકુરિત થયા હતા. પાદશાહ પોતાની નષ્ટ થએલી સત્તા પાછી મેળવવા માટે આજુબાજુના રાજાઓની મદદ

---

૧ અસ્ત્રાગારમા ૯ લાખ ટોટા, ૮ હજારથી ૧૦ હજાર બંદુકો અને જુદી જુદી જાતની તોપો તથા તરવારો હતી, છાવણીના દારુ-ગોળાના મથક ખાતે ૧૦ હજાર પીપ દારુ હતો એ વખતે એક બંદુકની કિંમત આઠ આનાથી વધારે નહોતી એક સારી તરવાર ૪ આને અને સારી સંગીન એક આને મળતી હતી—Martin, Indian Empire, Vol. II P 174. Campbell Indian Mutiny, Vol I P 72.

આગતો હતો અંગ્રેજ સરકાર બધાને વટલાવવા માગે છે એવી ખોટી ખબર ફેલાવી તેણે ૩૮ મી પલટણને પોતાના પક્ષમા લેવાની પેરવી કરી હતી.

" ૩૮ મી પલટણે ઉશ્કેરાઈ જઈ ૫૮ મી અને ૭૪ મી પલટણના સિપાહીઓને પોતાના પક્ષમા આણ્યા હતા × × × મને ખાત્રી છે કે, ૫૮ મી અને ૭૪ મી પલટણના સિપાહીઓને બીક બતાવી આપણા વિરોધીઓએ પોતાના પક્ષમા લીધા હતા ૭૪ મી પલટણના સિપાહીઓ જો આપણી વિરૂદ્ધ ન થાય તો ૩૮ મી અને ૫૮ મી પલટણના સિપાહીઓએ તેઓને મારી નાખવાની ધમકી આપી હતી વળી ૫૮ મી પલટણના સિપાહીઓ જો આ ઠરાવમા સંમતિ ન આપે તો ૩૮ મી અને ૭૪ મી પલટણના સિપાહીઓ તેમને મારી નાખશે એવી પણ બીક બતાવવામા આવી હતી ૩૮ મી પલટણના સિપાહીઓ સૌ પહેલા આપણા સામા પક્ષમા ભળ્યા હતા મને દૃઢ ખાત્રી છે કે એ પલટણના સિપાહીઓ જો ગજમહેલનું રક્ષણ કરવા કાસ્મીર દરવાજા પર ન ગયા હોત તો આ દુર્ઘટના બનત નહિ

ટપાલ ઓફિસ, તાર ઓફિસ, બેંક, દિલ્હી ગેઝેટનું છાપખાનું અને લશ્કરી છાવણીના બધા મકાનોનો નાશ કરવામા આવ્યો હતો. જેઓ આ ખૂનરેજીમાથી બચ્યા હતા, તેઓ નાસી છૂટયા હતા. તેઓ કંઇપણ સાધન વગર રસ્તામા રખડતા હતા ઓફિસરોની બધી સંપત્તિ નષ્ટ થઇ હતી અમને પોશાક બદલવા જેટલો પણ વખત મળ્યો નહોતો "

મેજર એબટે દિલ્હીના વૃદ્ધ પાદશાહ વિષે જે મત બાંધ્યો છે, તે મતની પુષ્ટિમા કંઈ સાબીતિઓ આપવામા આવી નથી. એક

લાગણીવાળા અંગ્રેજ ઇતિહાસકારે સ્પષ્ટ શબ્દોમા કહ્યુ છે કે, અત્યાર સુધીમા એવી એક સાબીતિ મળી નથી કે જે પરથી દીલ્હીના વૃદ્ધ પાદશાહને ગુનેહગાર ઠરાવી શકાય. ઉપલા ફકરામા ૩૮ મી પલટણપર જે દોષ મૂકવામા આવ્યો છે, તે દોષનું સમર્થન કરી શકાય તેમ નથી કારણ કે એ પલટણનો અધ્યક્ષ કર્નલ નિબ્લેટ અથવા કોઇ ઓફિસર મરાયો નહોતો.[૧]

મિરતથી યુરોપિઅન સૈનિકોમાનું કોઇ દિલ્હીના ગોરા લોકોને બચાવવા કેમ આવી પહોચ્યુ નહિ ? આ ઉદાસીનતા માટે કોણ જવાબદાર હતું ? સેનાપતિ હ્યુઇટ કે બ્રિગેડિઅર વિલ્સન? સેનાપતિએ ખુલાસો કર્યો હતો કે, મિરત સ્ટેશનમા લશ્કરની જવાબદારી બ્રિગેડિઅર વિલ્સન ઉપર હતી એથી ઉલટુ વિલ્સને લશ્કરી ખાતાના સત્તાવાળાઓ આગળ ખુલાશો કર્યો હતો કે " કોઇ પણ સ્ટેશનના બ્રિગેડિયરના હાથમા કેટલી થોડી સત્તા હોય છે, તે લશ્કરી કાયદાની ૧૭ મી કલમપરથી બહુ સારી રીતે સમજાશે વિભાગીય સેનાપતિ પોતે હાજર હોવાથી હુ કશી સત્તા ચલાવી શક્યો નહોતો હુ કેવળ સેનાપતિના હુકમ મુજબ વરતવાને બધાએલો હતો. સેનાપતિ માટે મે જે મત પ્રગટ કર્યો છે એ ખરો હો કે ખોટો હો, તોપણ મને જેમ યોગ્ય લાગ્યુ તેમ મેં કર્યું છે. બડખોર સિપાહીઓ કઇ તરફ ગયા છે, તેનો નિર્ણય નહિ થએલો હોવાથી હજુ પણ મને ખાત્રી છે કે મે જે કર્યુ છે તે ગોરા સિપાહીઓ ને બડખોર સિપાહીઓને પકડી પાડવા કોઇ પણ જાતના નિશ્ચય વિના સ્ટેશન છોડત અને આપણી સ્રીઓ, બાળકો, ઘાયલો અને મૂલ્યવાન લડાઇના સાધનો

---

૧. Martin, Indian Empire Vol. II. P *165.*

અરક્ષિત સ્થિતિમા રહેત તો મિરતના સેનાપતિઓ ઉપર અત્યારે જે દોષ મૂકવામા આવે છે, તેના કરતા વધારે મોટો દોષ મૂકવામા આવત "

બ્રિગેડિયરે પોતાના બચાવમા જે ખુલાસો કર્યો હતો, એ સબંધમા કે સાહેબે લખ્યુ છે કે, બ્રિગેડિયર જે સ્ટેશનનો સેનાધ્યક્ષ હતો તે સ્ટેશનને સુરક્ષિત રાખવુ એ જ તેનુ મુખ્ય કર્તવ્ય હતું. પોતાના રક્ષણ નીચેનુ સ્થાન વધારે મુસ્કેલીમા આવી પડશે એવા વિચારથી તે મિરતના યુરોપિયન લશ્કરને બીજે સ્થળે મોકલવા તે તૈયાર થયો નહોતો પરતુ સેનાપતિ હ્યુઇટ સમસ્ત મિરત વિભાગનો સેનાપતિ હતો, દિલ્હી જેવુ એક મુખ્ય સૈનિક સ્ટેશન પણ એ વિભાગમા આવેલુ હતુ માટે એ વિભાગના સેનાપતિએ દિલ્હીનો પણ વિચાર કરવો જોઇતો હતો સેનાપતિ હ્યુઇટ જે સ્ટેશન પર હતો, કેવળ તેજ સ્ટેશનનુ રક્ષણ કરી બેસી રહ્યો હતો તેના તાબાના બીજા સ્ટેશનની શી દશા થશે, તે બાબત તેણે કઇ વિચાર કર્યો નહિ ? આ પ્રમાણે અગ્રેજો દિલ્હીના યુરોપિઅનોની શોચનીય દશા નીરખી ગમે તેના પર ગુનો ચઢાવે એ સ્વાભાવિક છે પરંતુ આ વખતે તેઓ પોતે પણ દિગ્મૂઢ બની પોતાની સમક્ષ પોતેજ ગુનેહગાર થયા હતા એમા કંઇ શક નથી કપનિએ જ્યારે સકુચિત રાજનીતિવડે આ બળવાના બીજ રોપ્યા ત્યારે પોતાના બચાવ માટે કઇ પણ પ્રકારની તૈયારી કરી રાખી નહોતી. આ સબધમા એક અગ્રેજ ઇતિહાસકારે લખ્યુ છે કે "આપણે આપણી જાનને સુરક્ષિત

---

૧ Kaye, Sepoy War. Vol. P. *101–102.*

માનવાની ભૂલ કરી હતી વિપત્તિની ઘણી નિશાનીઓ આપણે અગાઉથી જોઇ હતી, છતા આપણે તે તરફ ઉદાસીનતા દર્શાવી હતી આપણી નજરે બધુ સ્વચ્છ જણાતુ હતું વિપત્તિના ભયકર વાદળા ચડતા હતા છતા આપણે હિંદને સુરક્ષિત માનતા હતા × × × બરાકપુર અને બહેરમપુરમા જે બન્યુ હતુ, તેથી આપણને ભાન આવ્યુ નહોતુ આપણે આવી પડનારી મુશ્કેલીને અટકાવવા કઇ પગલા લીધા નહોતા. × × × સૈનિક વિભાગના મુખ્ય માણસોએ વડા સેનાપતિને એવુ જણાવ્યુ હતુ કે આ બધી મુશ્કેલી થોડા વખતમા પતી જશે એવા વિશ્વાસથી વાયવ્ય પ્રાંતના સરહિદ, કાનપુર અને મિરત વિભાગના ઓફિસરો નચિંતાઇથી બેઠા હતા છેવટે જ્યારે પવન જોસથી ફુકાયો, ત્યારે બધા ચમકી ગયા તેઓએ પોતાના રક્ષણની તૈયારી કરી રાખ્યો નહોતી તેથી આ મુશ્કેલીમાથી પાર શી રીતે ઉતરવુ, એ વિચારમા તેઓ ભાન ભૂલી ગયા × × × આ મુશ્કેલી ટાળવા માટે કઇ પ્રયત્ન કરવામા આવ્યો નહિ, તેથી આપણને બહુ નુકશાન થયુ સિપાહીઓએ મિરતના અગ્રેજોને હરાવી દિલ્હીના વૃદ્ધ મોગલ પાદશાહને ગાદીએ બેસાડ્યો છે, એ સમાચાર આખા દેશમા ફરી વળ્યા આખા દેશમા વાતો ઉડી કે ફિરગીઓ નાશ પામ્યા છે. સિપાહીઓના બળ આગળ તેઓ કમજોર થઇ ગાડા છે

"આ સબધમા એક વાત પ્રસગાનુસાર જણાવવી પડે છે. આ બળવાના ઇતિહાસની ચર્ચા કરતા જણાય છે કે સિપાહીઓએ સર્વાનુમતે અમુક દિવસે આપણી વિરુદ્ધ બડ ઉઠાવવાની તૈયારી કરી હતી. પણ મિરતની ત્રીજી ઘોડેસ્વાર પલટણે ઓચિંતુ બંડ ઉઠાવ્યુ

તેથી તેઓનું એ તરકટ નિષ્ફળ ગયું. એથી આપણને એ ફાયદો થયો કે, આપણું હિંદસામ્રાજ્ય બચ્યું × × × બળવા પછી સરકારે ગુનેહગારોને સજા કરવા અને નિરપરાધી લોકોને ઈનામ આપવાના ઉદ્દેશથી વિલ્સન સાહેબને કમિશનર નીમ્યા. વિલ્સન સાહેબે લખ્યું છે કે, 'લોકોની વાતો સાંભળ્યા બાદ મને ખાત્રી થઈ છે કે, ૧૮૫૭ના મેની ૩૧મી તારીખ ને રવિવાર સમસ્ત હિંદના સિપાહીઓને બંડ ઉઠાવવા નક્કી કરવામાં માટે આવ્યો હતો. એ ઉદ્દેશ પાર પાડવા માટે એક સમિતિ નીમવામાં આવી હતી. દરેક ટુકડીના ત્રણ ત્રણ સિપાહીઓ આ સમિતિના સભાસદ હતા. સમિતિ બંડ ઉઠાવવાનો દરેક પ્રકારનો બંદોબસ્ત કરતી હતી × × × ૩૧ મી મેને દિવસે દરેક સ્થાનના દરેક યુરોપિયનોને મારી નાખવા, તેજુરી તાબે કરવી અને કેદીઓને છોડી મૂકવા, એ સૂચનાઓ સમિતિએ બધા સિપાહીઓને આપી દીધી હતી × × × દિલ્હીમાં જે લશ્કર હતું, તેને દિલ્હી અને તેની પાસે આવેલું અસ્ત્રાગાર તથા કિલ્લો કબજે કરવાની સૂચના આપવામાં આવી હતી × × × આ પ્રમાણે સત્રળો બંદોબસ્ત થયો હતો. સિપાહીઓ છુપી રીતે આપણી વિરુદ્ધ જે કાવતરૂં કરતા હતા, તે ત્રણ આઠ-વાડિઆ અગાઉ લોકોની જાણમાં આવે, એવી તેમની મરજી નહોતી. પરંતુ અકસ્માત ૧૦ મીની રાત્રે એ તૈયારીના ચિહ્નો જણાયા. ૧૦મી મેને રોજ જે ભયંકર બનાવ શરુ થયો તેવો બનાવ હિંદમાં અંગ્રેજ રાજ્ય સ્થપાયા પછી કદી બન્યો નહોતો.'

" એક લાયક માણસે આ બળવા વિષે એવો અભિપ્રાય પ્રગટ કર્યો છે કે, × × × અંગ્રેજો એટલા બધા નચિંત હતા કે જો

સિપાહીઓએ એ ઠરાવેલા દિવસે હિંદમા સર્વત્ર બડ ઉઠાવ્યુ હોત, તો આપણામાના ઘણા થોડા માણસો જીવતા રહેત અને હીંદ ફરી જીતવુ એ આપણે માટે મહા મુશ્કેલ કાર્ય થઈ પડત કદાચ આ વિશાળ સામ્રાજ્ય બ્રિટિશ લોકોના હાથમાથી સદાને માટે જાત. પરંતુ મનુષ્ય ગમે તેટલો પ્રયત્ન કરે, પણ ઇશ્વરની કૃપા વિના સફળતા મળતી નથી આ વખતે પણ તેમજ બન્યુ મિરતની ખુનરેજીના સમાચાર થોડા કલાકોમા તાર મારફતે હિંદમા સર્વત્ર પ્રગટ થયા અને જે ઠેકાણે અગ્રેજો વસતા હતા, તે સ્થળે તેઓ પોતાના બચાવની તૈયારી કરવા લાગ્યા."[1]

અગ્રેજોના ઇતિહાસમા આ પ્રમાણે સર્વવ્યાપી પડયંત્ર વિષે જણાવવામા આવ્યુ છે જો સિપાહીઓએ એક જ દિવસ સર્વત્ર અગ્રેજોપર હુમલો કર્યો હોત તો નક્કી લગભગ બધા અગ્રેજો મરણ પામત આવી સ્થિતિમા અંગ્રેજો ફરીથી હિંદ જીતી શકત નહિ. બળવા વિષે વધારે વિચાર કરતા એક બીજી બાબત એ જણાય છે કે, સિપાહીઓએ અગ્રેજો સાથે પદ્ધતિસર વિગ્રહ આરભ્યો નહોતો. કોઇ કોઇ લડાઇમા તેઓએ અસાધારણ પરાક્રમ બતાવ્યુ હતું, પણ તેઓ દેશના એક છેડાથી બીજા છેડા સુધી કોઇ અસાધારણ સેનાપતિની આગેવાની હેઠળ ઝુઝતા નહોતા. તેઓ જુદા જુદા કારણોથી અગ્રેજો પર દ્વેષ રાખતા હતા. અગ્રેજો તેઓના કટ્ટા દુશ્મન હોવા છતા તેઓએ તેઓની સામે રીતસર વિગ્રહ આરભી અંગ્રેજી સત્તા ઉખેડી નાખવાનો પ્રયત્ન કર્યો નહોતો. તેઓમા કેળવાએલા યોદ્ધાઓ હતા, મજબૂત હથિયારો હતા, તોપણ તેઓએ લશ્કરી પદ્ધતિ મુજબ યુદ્ધ આરંભ્યું નહોતું. તેઓએ આમ તેમ વિખરાઇ પડી છૂટી છવાઇ ખૂનરેજી મચાવી હતી, છુટી છવાઈ લડાઇઓ કરી અગ્રેજ વીર પુરુષો સમક્ષ પોતાની બહાદુરી જતાવી આપી હતી,

1. Kaye, Sepoy War. Vol. II. P. 101–110.

પરંતુ એક મહાન જથામાં ફેરવાઇ જઇ, પદ્ધતિસર, અમુક ઉદ્દેશ સામો રાખી લડાઇ કરી નહોતી જે પદ્ધતિથી વીરપ્રવર નેપોલિયને યુરોપમાં સર્વત્ર પોતાની હાક વગાડી હતી, વેલિંગ્ટને એ વીરનરની સત્તા ડુબાડી હતી, તે પદ્ધતિ સિપાહીઓએ ગ્રહણ કરી નહોતી જો તેઓએ એ નિયમો મુજબ અમુક ઉદ્દેશ પાર પાડવા માટે અંગ્રેજો સામે લડાઇ કરી હોત, તો, તેઓ બધા એકજ દિનમ ઓચિંતા લડાઈ કરવા તૈયાર થયા નહોતા તો પણ, પોતાની સત્તા જમાવવામાં નિષ્ફળ નીવડત નહિ અંગ્રેજના સુભાગ્યે તસમયે એક સુદક્ષ સેનાપતિની તળે એકજ ઉદ્દેશ પાર પાડવા માટે ઝુઝતી, પલટણોનો આવિર્ભાવ થયો નહોતો .

## પ્રથમ ભાગ સંપૂર્ણ.

પૃષ્ઠ ૬૪ ૧ ની ટીપ

૧ સર જોન માલ્કમ કહેતા કે જીતાએલા રાજ્યમાં વ્યવસ્થા જાળવવાનો એકજ ઉપાય છે તે એ કે ચારે દરવાજા ખુલ્લા રાખવા પંજાબના અમલદારો આ વાક્યના મર્મ બરાબર સમજી ગયા હતા તેઓમાંનો એક અમલદાર લખે છે કે "નગરમાં આઠ માસ હું તંબુમાં રહેતો વસ્તી તરફ હું હેતથી વર્તતો અને મારૂં કર્તવ્ય બજાવવામાં આનંદ માનતો રૈયત મિત્રની પેઠે મારી સાથે વાતચીત કરવા આવતી ધોળા વાળવાળા વૃદ્ધ રહેવાશીઓ મારા અરક્ષિત તંબુપર આવી હંમેશાંજ મને મેવો મિઠાઇ ભેટ આપી જતા જ્યારે હું તેઓને મારા તંબુમાંથી જાજમપર બેસવાનું કહેતો અને તેની સાથે ભૂતકાળ તથા વર્તમાનની વાતો માંડતો ત્યારે તેઓને એટલો બધો સંતોષ થતો કે તેવો સંતોષ તેઓને કદી નહિ થયો હોય." Calcutta Review Vol XXXIII Comp. Kaye, Sepoy War Vol. I 56 note.

## પરિશિષ્ટ

---

૪૫૮ મા પાનાની ટીપમા દિવાને આમ અને દિવાને ખાસ વિષે જે જણાવ્યુ છે, તે બાબત અહીં વધારે જણાવીએ છીએ.

સમ્રાટ્ શાહજહા દરરોજ બપોર વખતે દિવાને આમમા બેસી પ્રજાજનોની ફરિયાદો સાભળતો અને છેવટના ફેસલા આપતો હતો. કેટલાક ઇતિહાસકારો કહે છે કે શાહજહાનું પ્રસિદ્ધ મયુરાસન અહીં હતુ[1] પરતુ બીજા કેટલાક ઇતિહાસકારો એ વાતની સત્યતા સ્વીકારતા નથી તેઓ મયુરાસન દિવાને ખાસમા હતુ એમ જણાવે છે[2] દિવાને આમમા એક આરસનું સિંહાસન હતુ શહેનશાહ એ તખ્ત પર બેસતો, આજુબાજુએ તેના શાહજાદા બિરાજતા અને પાછળ ખોજાઓ ભપકાદાર પોશાક પહેરી ઉભા રહેતા. સિહાસનના આગલા ભાગમા ચાદીના સળિઆ વાળી એક બેઠક હતી. ત પર વજીર વગેરે પ્રધાનો પ્રજાની અરજીઓ શહેનશાહના મુબારક હસ્તમાં આપવા ઉભા રહેતા તેમની પાછળ જુદા જુદા ખડિઆ રાજાઓ અને જુદા જુદા દેશના એલચીઓ ઉભા રહેતા, સૌ પાછળ મનસબદારો અને પ્રજાનાં માણસો ઉભા રહેતા.

---

૧. Ball, Indian Mutiny, Vol. I. P. 454, note.

૨. Bholanath Chunder, Travels of a Hindu. Vol. II. P. 295.

દિવાને આમમા શહેનશાહનો ખાસ દરબાર ભરાતો અહીં મયુરાસન હતું આ સ્થળે મહારાજ શિવાજીનુ ઔરંગઝેબે અપમાન કર્યું હતું, નાદિરશાહ અને મહમ્મદશાહની મુલાકાત થઈ હતી અને જગત વિખ્યાત કોહીનૂર નાદિરશાહના હાથમા ગયો હતો.

× × × ×

અંગ્રેજ સરકારના લશ્કરી વિભાગમા જનરલ, બ્રિગેડિયર વગેરે કેટલાક ઓદ્ધાઓ છે આ પુસ્તકમા એ ઓદ્ધાઓનો વારવાર ઉલ્લેખ કરવામા આવ્યો છે એ શબ્દોનો અર્થ શુ થાય છે, એ આ સ્થળે સક્ષેપમા જણાવવામા આવે છે

જનરલ—પલટણનો મુખ્ય અધિનાયક 'જનરલ' ના નામથી ઓળખાય છે જનરલથી ઉતરતી પદવી અનુક્રમે લેફ્ટેનેન્ટ જનરલ અને મેજર જનરલની ગણાય છે

બ્રિગેડિયર-બે કે ત્રણ પલટણ થાય છે તે મોટી પલટણનુ નામ બ્રિગેડ તેનો વડો અમલદાર બ્રિગેડિયરના નામથી ઓળખાય છે. જેમકે દિલ્હીની ૩૮મી, ૫૪મી અને ૭૪મી પલટણો મળી એક બ્રિગેડ થઇ હતી. બ્રિગેડિયર ગ્રેવ્સ તેનો અધ્યક્ષ હતો

આજુટટ જનરલ-લશ્કરી ખાતાનો જે અમલદાર પલટણોની વ્યવસ્થા સબધમા તપાસ રાખે છે, સત્તાવાળાઓના હુકમ પ્રમાણે બ્રિગેડ મોકલે છે અને લશ્કરની સ્થિતિ બાબત રિપોર્ટ તૈયાર કરે છે, તે આજુટટ જનરલ કહેવાય છે.

ક્વાર્ટરમાસ્ટર જનરલ-પલટણને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું હોય તો અગાઉથી એ બને સ્થળો વચ્ચેનો રસ્તો તપાસી કયે રસ્તે જવુ, તબુઓ ક્યાં ઠોકવા, વગેરે બાબતની વ્યવસ્થા કરવી પડે છે તેની વ્યવસ્થા કરનાર ક્વાર્ટરમાસ્ટર જનરલ કહેવાય છે.

પલટણમા કર્નલ, લેફ્ટેનેન્ટ કર્નલ, મેજર વગેરે પદવીવાળા અમલદારો હોય છે. કર્નલ ટુકડીનો સામાન્ય રીતે અધિનાયક ગણાય છે. પરતુ તે સિપાહીઓ સાથે પ્રત્યક્ષ સબધમા આવતો નથી. પ્રત્યક્ષ સબંધમા આવવાનુ કામ લેફ્ટેનેન્ટ કર્નલ કરે છે. કર્નલની પદવી કોઈ રાજાઓને પણ આપવામા આવે છે. તેઓ બીન પગારી કર્નલ કહેવાય છે. મેજર દરેક ટુકડી પર તપાસ રાખે છે, કર્નલનો હુકમ અમલમા મુકે છે અને કોઇ ખાસ માણસને ખાસ કામ બજાવવા માટે નીમે છે. આજુટન્ટનુ કાર્ય મેજરના જેવુજ હોય છે. પરતુ આજુટંટ મેજર નીચા દરજ્જાનો અમલદાર ગણાય છે.

દરેક પલ્ટણમા ૮,૧૦ કે ૧૨ ટુકડીઓ હોય છે. દરેક ટુકડીનો એકેક ઉપરી હોય છે. એ ઉપરી કમાનના નામથી ઓળખાય છે. કમાન કવાયત વખતે હાજર રહે છે અને દરેક સિપાહીનો પોશાક અને હથિયાર બરાબર છે કે નહિ તે તપાસે છે. ટુકામા પોતાની ટુકડી માટે તેનાપર સપૂર્ણ જવાબદારી નાખવામા આવેલી હોય છે. કપ્તાનના હાથ નીચે દરેક ટુકડીમા એક લેફ્ટેનેન્ટ હોય છે, તે કપ્તાનને મદદ કરે છે.

દ્વિતીય ભાગ છપાય છે.

# સ્વીકાર



પુસ્તકો—(૧) ચંદ્રશેખર અથવા બંગાળાની ડગમગતી નવાબી મૂલ્ય રૂ ૪–૦–૦ રા. રા. ઠક્કુર નારાયણ વસનજી તરફથી (૨) સ્વરાજ્ય ડાયરી (સંવત ૧૯૮૦) કિંમત રૂ ૧–૦–૦ રા. ગ. નંદલાલ મણિલાલ શાહ તરફથી વિગેરે ભેટ મળ્યા છે.

માસિકો—'શ્રીબોધ' વાર્ષિક લવાજમ રૂ. ૩–૪–૦ વર્ષ ૬૭ મુ અંક ૭થી૧૨ રા. રા જીવનલાલ અમરશી મહેતા તરફથી ઠે પીરમશાહ રોડ, અમદાવાદ

'ગુજરાત' લવાજમ રૂ. ૮–૦–૦ સાહિત્ય સંસદ તરફથી અંક ૫ થી પુ ૪ના ૩ સુધી ઠે 'ગુજરાત' કાર્યાલય, નં. ૨૨ બેક હાઉસ લેન, મુબાઈ નં. ૧

'ભારત જીવન' લવાજમ રૂ. ૩–૨–૦ વર્ષ ૩ જુ અંક ૩ થી ૪ રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા તરફથી

'યુગધર્મ' લવાજમ રૂ. ૬–૦–૦ રા રા. યુગધર્મના વ્યવસ્થાપક તરફથી અંક ૪થી૬ને પુસ્તક ૨ ના ૧થી૩ ઠે યુગધર્મ કાર્યાલય રાયખડ રોડ અમદાવાદ

'બાલજીવન' વર્ષ ૪ અંક ૨ વાર્ષિક લવાજમ રૂ. ૩ બાલજીવનના મેનેજર તરફથી ઠે. જેઠબ બીલ્ડીંગ, સાકળી સ્ટ્રીટ, ભાયખલા, મુંબાઈ ૮ જે આભાર સહિત સ્વીકારવામા આવે છે.

